શિશુ સાહિત્યમાળા પુષ્પ ૩જું

# નિસરણી

## ત્રીજું પગથીયું.

લેખકો:
વજુભાઇ દવે અને ગોવિંદભાઇ ઠાકર

પ્રકાશક:
જેચંદ તલકશી એન્ડ સન્સ,
એમ્પાયર બિલ્ડીંગ, હોર્નબી રોડ,
મુંબઇ.

બે આના

આવૃત્તિ પહેલી ∴ સને ૧૯૩૯

શિશુ સાહિત્યમાળા

સંપાદક

વજુભાઇ દવે

એલીસબ્રીજ : અમદાવાદ

મુદ્રક : મનુભાઇ અમૃતલાલ શેઠ,
સ્વાધીન મુદ્રણાલય : રાણપુર.

કાકા ગયા.

મામા ગયા.

દાદા ગયા.

ભાઇ ગયા.

બાપા ગયા.

બધા ગયા.

અમદાવાદ ગયા.

કાકા સારા.

મામા સારા.

બાપા સારા.

ભાઈ સારા.

દાદા સારા.

બધાય સારા.

બાબા બાબા આમ આવ.

પાટલા નાખ.



થાળા લાવ.

વાડકા લાવ.

પાલા લાવ.

લાડવા લાવ.

ભાત લાવ.

વાલ લાવ.

શાક લાવ.

પાપડ લાવ.



વાદળ વાદળ,
ફરવા જા.
ફરવા જા,
જળ ભરવા જા.

વાદળ વાદળ,
રમવા જા.
રમવા જા,
જળ ભરવા જા.

મમરા લાવ.

ચણા લાવ.

દરાખ લાવ.

દાડમ લાવ.

ધાણા લાવ.

મમરા ફાક.

ચણા ચાવ.

દાડમ કાપ.

આમ આવ,

આમ આવ,

આ વાવ.





વાવ પર જા.

ઝટ ઝટ જા.

ઝટ ઝટ ચડ.

ઝટ ઝટ ઉતર.



આસન લાવ,
આસન પાથર.
મમરા લાવ,
મમરા આપ.
દાડમ લાવ,
દાડમ કાપ.
બદામ લાવ,
બદામ ચાવ.

દાદાભાઇ.

નાનાભાઇ.

બાલાભાઇ.



સારાભાઇ.

બાબાભાઇ.

માધાભાઇ.

હસનભાઇ.

 

ચણા મમરા.

આટા પાટા.

ખાટા ખારા.

સાજા તાજા.

રાજા તાજા.

ખાય ખાજા.

ગામના રાજા,

દાદાભાઇ.

ઘરના રાજા,

બાબાભાઇ.

દરના રાજા,

સસાભાઇ.



આ કાગળ,

આ કાતર.

કાગળ લાવ,



કાતર લાવ.

કાગળ કાપ,

કાતર કામ કર.



ચકારાણા રામરામ.

કાબરબાઇ રામરામ.



કાગારાણા રામ
રામ.

રામરામ ભાઇ રામરામ.

ઝાઝા ઝાઝા રામરામ.

વાહ ચકારાણા વાહ,

ચકારાણા ગાતા જાવ.

ફરતા જાવ.

ઉડતા જાવ.

નાચતા જાવ.

ચણતા જાવ.

ગાતા જાવ.

વાહ ચકારાણા વાહ.

આ રાજા,

ખાય ખાજા.

થાય તાજા.

ખાતા જાય.

તાજા થાય.

પણ,

કામકાજ ન થાય !



રાધા રાધા,
આમ આવ.
આ સાઇકલ.
સાઇકલ ચલાવ,
ઝટઝટ ચલાવ.
સર્‌ર્‌ સર્‌ર્‌
સાઇકલ જાય,
બા, બાપા, હરખાય.

તબડાક તબડાક.

આઘા જાવ,

આઘા જાવ,

તબડાક તબડાક.

ઝટ જાવ.

ઝટ જાવ.

તબડાક તબડાક.

તડબડ તડબડ.

તબડાક તબડાક.

વા પવન વા.
વા પવન વા.

ઉડાડ મારા કનકવા.
વા પવન વા.

વા પવન વા.

ચગાવ મારા કનકવા.



વાદળ ભટકાય,

ચમકારા થાય.

વાદળ ભટકાય,

કડાકા થાય.

વાદળ ભટકાય,

ભડાકા થાય.

વાદળ ભટકાય,

વરસાદ થાય.

તાજા થવા, ફરવા જાવ.

તાજા થવા, રમવા જાવ.

તાજા થવા, માખણ ખાવ.

તાજા થવા, બદામ ખાવ.

તાજા થવા, ફળ ખાવ.

વાઘ હતા વાઘ હતા.

સરકસના વાઘ હતા.

છ સાત વાઘ હતા.

દસ બાર વાઘ હતા.

ઝાઝા બધા વાઘ હતા.



રાજા હતા રાજા હતા.

જાડા જાડા રાજા હતા.

સાજા તાજા રાજા હતા.

રાજા ગયા રાજા ગયા.

જાડા જાડા રાજા ગયા.

સાજા તાજા રાજા થયા.

જાડા જાડા રાજા થયા.

ચકારાણા દાણા ખાવ.
દાણા ખાઇ તાજા થાવ.
મગરભાઇ મમરા ખાવ.
મમરા ખાઇ જાડા થાવ.
કાગાભાઇ ભાત ખાવ.
ભાત ખાઇ ગામ જાવ.



જમણવાર જમ.

સાલમપાક ખા.

બદામપાક ખા.

શકરપારા ખા.

દાળભાત ખા.

જામફળ ખા.

# નટરાજ

નટરાજ નાચતા જાય.

ગાતા જાય.

ફરતા જાય.

હસતા જાય.

રમતા જાય.

મજા કરતા જાય.

વાહ નટરાજ વાહ!



સરસ ગાન.

સરસ તાન.

સરસ નાચ.

સાત મણકા આપ.

આઠ પારા આપ.

નવ પારા આપ.

છ કાગલ લાવ.

દસ પથરા લાવ.

અઢાર પારા લાવ.

**નોંધ:**—હરેક વાક્યનો ઉપયોગ ચિઠ્ઠી વાચન તરીકે થઈ શકશે.

છ સલામ કર.

ચાર સલામ કર.

આઠ સલામ કર.

દસ સલામ કર.

નવ સલામ કર.

છ કાગળ લાવ.

અઢાર કાગળ લાવ.

ચાર કાતર લાવ.

દસ કાગળ કાપ.

છ કાળા કાગળ કાપ.

દસ રાતા કાગળ કાપ.



ઝાડ બતાવ.

પાન બતાવ.

ડાળ બતાવ.

વાડ બતાવ.

ખાટ બતાવ.

પાટ બતાવ.



ગાયન ગા.

ચાર ગાયન ગા.

× × ×

નાચ. કર.

× × ×

કાન પકડ.

નાક પકડ.

હાથ પકડ.

મધ લાવ.

મધ ચાટ.

× × ×

બાર વાર આવજા કર.

ચાર વાર નમન કર.

× × ×

સાકર લાવ.

સાકર ચાખ.

સાકર ખા.

# શિશુ સાહિત્ય માળા

સંપાદક : વજુભાઇ દવે

## બાળવર્ગથી તે ધોરણ ચોથા સુધીના બાળકો વાંચી શકે તેવા શાસ્ત્રીય પદ્ધતિથી લખાએલાં પુસ્તકો

| | |
|---|---|
| રઘુરાજા અને બીજી વાતો | મોંઘીબેન |
| આલાખાચર અને બીજી વાતો | મોંઘીબેન |
| કેસરીસિંહ | મોંઘીબેન |
| અમથારામ | સોમાભાઇ ભાવસાર |
| નવી ઇસપનીતિ | ગિજુભાઈ |
| નાના હતા ત્યારે | સોમાભાઇ ભાવસાર |
| કેમ રહેવાય | ગિજુભાઇ |
| ફુલોની સુગંધ | ગિજુભાઇ |
| આપણી વનસ્પતિઓ | ગિજુભાઇ |
| ૧૯૩૦ની લડાઇ | રામભાઇ પાઠક |
| વાર્તા ગુચ્છ | ગિરીશભાઇ |
| અમારૂં પતંગીયું | વજુભાઇ દવે |
| પુંડરીકનાં બાલગીતો | પુંડરીક |
| આપણું ગામ | વજુભાઇ દવે |
| વાર્તા મંજરી | સોમભાઇ પટેલ |
| બારોટના ઉખાણા | ગુલાબસિંહ |
| શ્રમજીવીઓ | મથંક |
| રૂપ સુંદરી | ચંદ્રભાઇ ભટ્ટ |
| ફરવા જતાં | ઉમાશંકર જોશી |

મળવાનું સ્થળ :

જેચંદ તલકશી એન્ડ સન્સ

એમ્પાયર બીલ્ડીંગ, હોર્નબી રોડ, મુંબાઇ